( ૧ )

# વીસમી સદીના કૌરવો —

યાને,

# — કલીયુગના જુલમગાર

( ૨ )

## લોહીના આંસુ ( સાચો બનેલો બનાવ.

( ૩ )

## કાયદા સામે થવાની ફરજ, નાની ચોપડી

આવૃત્તિ, પહેલી. કી. ૦-૧-૦ સંવત, ૨૦૦૦

પ્રકાશક,

હાલ મુકામ, રામપુરા-સુરત. } ટી. કે. બજાજ કરાંચીવાળા. બોડીયા બજાર, કરાંચી

# અનુક્રમણિક

ાસમી સદીના કૌરવો યાને કલીયુગના જુ…મગારો.

એક સ્ત્રી ઉપર ગુજરેલો ભયંકર જુલમ

ણીની રૂબરૂમાં પડેલો ફટકાનો માર.

ાલીના આંસુ સાચો બનેલો બનાવ.

એક બાળા ઉપર સાસુએ ગુજરેલો ભયંકર જુલમ.



છે. ચાર આનાના [illegible] છે.

તમારા ધંધાની જાહેરાત એમાં છપાવો અને જુવો કે ધંધો કેવો ખીલે છે.

**ગાંડીવ—સુરત.**

# વીસમી સદીના કૌરવો
# યાને કલીયુગના જુલમગારો.

મહીકાંઠા એજન્સીમાં અનેક નાનાં નાનાં ઠકરાતી રાજ્યો આવેલાં છે. સાઠંબા તાલુકો તેમાંનો એક છે. રશિયામાં પણ ચાલતું નહોતું તેવું ભયનું સામ્રાજ્ય આજે ત્યાં પ્રવર્તી રહ્યું છે. ગુજરાતના એકનિષ્ઠ સેવક પ્રો. સ્વામીનારાયણે એ સ્થળના અનેક ખેડુતોની મુલાકાત લઇ તેમનાં ઉરનાં બારણાં ઉઘડાવી યાતનાઓમાં યમલોકને ટક્કર મારે એવા ત્યાંના વાતાવરણપરના પડદે પડદા ચીરી નાંખ્યા છે. આ નીચે રજુ કરી છે એ તેમણે બહાર પાડેલ અહેવાલમાંની પહેલી કથા છે. બીજી અનેક હૃદયભેદક વીગતો તેમાંનાં અહેવાલમાં સમાવીષ્ટ છે.

"ઘરમાં કોણ છે? પટલાણી? તમારી ઘોડી ઠાકોર સાહેબ મંગાવે છે? સાઠંબા તાલુકાના હડીપુરા ગામના એક ખેડુત પટેલ શંકર નાનજીની એ ઝુંપડી હતી. શંકર પટેલ પાણીપત્રક ભરવા માટે તલાટીની સંગાથે ગયેલ હતા. એ ટાણે સાઠંબાના ઠાકોરના ચેનસિંગના નામના સિપાઇએ આવી પટેલના આંગણે બાંગ મારી.

"જમાદાર સાબ"? પટલાણી બોલી "ઘરમાંથી બહાર ગયા છે, તેઓ આવે ત્યારે ઘોડી લઇ જજો."

"નહીં? એ નહિ ચાલે? સરકારનો હુકમ છે. ઘોડી લઇજ જવી પડશે?"

જમાદાર આગળ વધ્યો અને ઘરમાં પેઠો. એક ખુણે ઘોડી બાંધેલી હતી પટલાણીના શોરબકોરની કશીય પરવા સિવાય સિપાઇએ ઘોડી છોડવા માંડી. પટલાણીએ ચાંટો કાઢ્યો : જમાદાર!

તમારા ઠાકોર સાહેબે કંઇ આ ઘોડીના નાણાં નથી ચૂકવ્યાં. આજે તો તમો ઘોડી લઇ જાઓ છો અને કાલે કંઈ બીજુંજ લઇ જશો. એટલે અમારે ગરીબ રૈયતે તો ચગદાવાનુંજ રહ્યું ?

ઘોડીને રસ્તે હાંકતા જમાદારે કહ્યું : ક્યું બે પટલાણી! જાસ્તી જીભ ચલાતી હૈ! સરકારકા હુકુમસે હમ કોઇભી ચીઝ કોઇભી જગોસે લેજા સકતે હૈ! તેરા ચલે તો માર ડાલીઓ!

"જમાદાર! તમે ખોટું કરો છો! આ વીસમી સદી છે, કંઇ મોગલાઇ નથી કે તમે ઘોડી પડાવીને લઇ જાઓ!" પજપુર કંપા-ઉન્ડમાંથી પટેલને ત્યાં આવેલા એક મહેમાન શિવાભાઈ બેચરભાઇએ ચેતવણીના શબ્દો ઉચ્ચાર્યાં.

પણ જમાદાર શાનો સાંભળે! તે તો તેને રસ્તે પડી ચૂક્યો હતો. તા. ૨૩-૧૧-૧૯૨૫.

× × × ×

બીજે દિવસે હરીપુરાની ગઢીમાં ફોજદાર પૃથુસિંહ ગાદી એ લાંબે ટાંટીયે પડયો હતો. સામે ઉભો ઉભો શંકર પટેલ આખે શરીરે ધ્રુજતો હતો,

"પટેલ! તમે શું કહો છો? મારો સિપાઇ તમારે ત્યાં તમારી ઘોડી લેવા આવે તેને તમે ગાળો દ્યો. એટલે સરકારનું એમ અપમાન કરો છો તે શું દશ દશ માથાં ધરાવો છો?"

"પણ સરકાર હું કાલે ઘેર હતોજ નહિ. આગળ હજુર ચાર પાંચ વખ્ત મારી ઘોડી લઇ ગયા છો. પણ મેં કદી ના કહી હતી? કદિ નહિ. તો પછી આજે મુજ ગરીબ માણુસપર શા સારૂ આવાં તોહમત મુકો છો માબાપ!" શંકર પટેલ ધ્રુજતો ધ્રુજતો બોલ્યો.

# ૩

"ગાળો દઈને વળી પાછો ઢોંગ કરે છે કેમ ? તેં અમને ગાળો દીધી છે, ઠાકોર સાહેબને દીધી છે, કારભારી સાહેબને ગાળો દીધી છે, આ રહ્યા તેના સાક્ષી : ચોકીયાત, સિપાઈ ને તલાટી, લે આ એકરાર છે તે પર સહી કર."

"પણ સરકાર હું શા માટે સહી કરૂં? મારો કંઈજ ગુન્હો નથી !"

ફોજદારની આંખોના ડોળા ચઢી ગયા !" કેમ પટેલ! કંઈ તારા માથામાં બબ્બે શીગડા ઉગ્યા છે કે શું ! ? ચાલ સહી કર ચલાવ, કલમ લે, અને લખ તારૂં નામ !"

અને પટેલ શું કરે? અત્યારે આ કલિકાલમાં કોઈ ઇશ્વર તેની વ્હાર કરી અહિં ધસી આવે તેમ નહોતું ! અસલના જમાનાઓની નવલકથા પેઠે કોઈ છેલ્લી ઘડીએ બારણું તોડી "ઉભો રહે દુષ્ટ કોને સતાવે છે!" એમ બોલતું કોઇ દોડી આવે તેમ નહોતું !

આંસુની ગળતી આંખોએ થરથરતે હાથે પટેલ કલમ લે છે અને સહી કરે છે. તે કાગળપર સહી કરે છે—જેનો એક હરફ એણે નથી વાંચ્યો ? *

ત્રણ દિવસ વહી ગયા છે. એજ મઢીમાં એજ ફોજદાર પૃથુ-સિંહજી બેઠા છે. પાસે કારકુન મોહનલાલ અને સર્વે અમલદાર પુરૂષોત્તમ બેઠા છે.

કાદર નામનો સિપાઇ પટેલ અને પટલાણીને દોરીને લઈ આવે છે. પટલાણીને જોતાંજ ફોજદાર તહુકે છે:—કેમ પટલાણી ? ત્રણ દિવસ પર મારા સિપાઈ પર ઘોડી માટે તમે ગાળોનો વરસાદ વરસાવેલો. મને પણ તમે ખુબ ગાળો ચોપડી હતી. એ બાબતમાં તમારો શો ખુલાસો છે ? "હું રોષતી હતી, સરકાર ? સિપાઈ એ

આવી મને ઘોડી પલાણી આપવાનું કહ્યું. પણ સરકારએતો પટેલના કામ? હું તેમાં શું જાણું ? મેં કહ્યું પટેલ આવે ત્યારે આવો ? એ શિવાય હું કશું નથી બોલી ? સરકાર."

"કેમરે શંખણી ? તું તારા મનમાં કેટલીક ખાંડી રાઇ રાખે છે ?" ફોજદાર ઉછળીને ઉભો થયો અને પાસે પડેલી નેતરની સોટી તેણે હાથમાં લઇને વીંઝી "ચૌદમા રતન શિવાય તું ઠેકાણે નહિ આવે ? ચાલ ઉતાર તારાં કપડાં કે હું તને બરાબર આ સોટીથી સીધી દોર કરૂં."

"જીભ સરખી રાખજો, ફોજદાર ? મારા કાકા સસરાના દેખતાં શી નફ્ટ વાતો તમે કરો છો ) તમારાં બોલ્યાં તમારા મ્હોમાંજ રહેવાનાં છે ? મારો જાન જાય તો યે હું મારાં કપડાં અળગાં કરૂં એ આશા ફોક સમજજો ?" વીસમી સદીની વીર ગુજરાતણ પટલાણીએ સિંહ ગર્જના કરી.

પણ સત્તાનો મદ ? એ મદનો દારૂ પીધેલાઓ કયારે ભાન નથી ભૂલ્યા ? કયારે તેમને નીતિ અનીતિ-વિવેક અવિવેકનો વિચાર રહ્યો છે જો ? ફોજદારને તો આ શબ્દો સાંભળી આખે શરીરે ઝાળ ઉઠી. આગળ ધસી તેણે એ નિરાધાર અબળા પર નેતરના પ્રહારો શરૂ કર્યા ? બિચારી અબળા શું કરે? દ્રૌપદીને તો ૯૯૯ ચિર પૂરનારો શામળીયો સહાય હતો ? પણ આજે કળિયુગમાં તો એ શામળીયો યે ઘોર નિંદ્રા લેતો હશે-કોણ એની વ્હારે આવે ?

પણ એ નાનકડી આંખોમાંથી બોરબોર જેવડાં આંસુ વહેતાં જોઇ શંકર પટેલનું હૈયું ઝાલ્યું ન રહ્યું. તેણે પોકાર કર્યો. ફોજદાર સાહેબ ? જરા તો વિચાર કરો ? આમ પત્થર હૃદયના થઇને માર-

વાથી તમારા હાથમાં શું આવવાનું છે? પટલાણીએ તમને ગાળ દીધી છે કે નહિ તે તો ઇશ્વરજ જાણે છે!"

"શું ઉઉઉ ?" ફોજદાર ભવાં ચઢાવી બોલ્યો. "ઇશ્વર જાણે છે? ઈશ્વર કોણ છે? ક્યાં છે? બોલાવ, ક્યાં છે તારો ઇશ્વર! આ રહ્યો, હુંજ તારો ઇશ્વર છું!"

"પણ સરકાર! ઈશ્વર હોય યા ન હોય !તમારે મારવું જ હોય તો પહેલાં મને મારી નાંખો અને પછી મારી સ્ત્રીને મારો! તમારા આ જુલમનો ભાર ધરતી મા સહી નથી રહેવાની!"

"ક્યાં છે સિપાઇ! લાવો બંદુક! આ હરામીને જમલોકનો રસ્તો બતાવું." પણ પાસેજ એક બંદુક પડેલી હતી.

"લ્યો લ્યો! સિપાઈની શી જરૂર છે? આ રહી બંદુક, મારી નાંખો મને? તમેજ ઇશ્વર છો, તો મને બે જાન કરો! મારો ઈશ્વર તો મારો બેલી છેજ!" શંકર પટેલ જાન ઉપર આવી બંદુક બતાવતાં કહ્યું ?

ને હાયે! એ નિર્દય ફોજદાર! વજ્જર હૈયાનું ઘડાયેલું એ હાડમાંસનું પુતળું! તેના અંતરને પાપ પૂણ્ય નહોતા સ્પર્શી શકતા. તેની મનોસૃષ્ટિમા ઇશ્વર જેવી વસ્તુ નહોતી! તેના હૃદય સાગરમાં ક્રુરતાનાં ખારાં પાણીજ ઘુઘવતાં હતા-દયાના મિષ્ટ જળનો છાંટો સરખોયે નહોતો! એ ક્રુરતાના પુતળાંએ તુરત આઠ દશ નેતરના ઝપાટા લગાવી કાઢયા! પટેલ અને પટલાણીની આંખો તો જાણે લોહીનાં આંસુ સારી રહી હતી! હાય! હાય! ખરેજ ઈશ્વર આ દુનિયાના પર નથી શું?

પણ જાણે ઇશ્વરે સાંભળ્યું હોય તેમ લાગ્યું ( ફોજદારે રાજ્ય હદ ન છોડી જવા બદલના બંને જણાના જામીન લીધા અને છેડી

દીધાં, પટેલ કીશોર રાયજી શંકર પટેલના કાકાએ મને બાંહે ધરી આપી.

× × × ×

અને—અને શંકર પટેલ લખે છે.

"પછીથી કારભારી રેવાશંકર, ફોજદાર પૃથુસિંહ. કારકુન મોહનલાલ, જમાદાર મહમદમીંયા અને ઠાકોર સાહેબ હઠીપુરા જમીન માપણી સારૂ આવ્યા ત્યારે મને બોલાવ્યો બોલાવીને કહે છે: તમને રૂપિયા ૧૬૫)નો દંડ કરવામાં આવ્યો છે હમણાને હમણા આપી જાવ, નહીં તો તમને જેલ નાંખવામાં આવશે."

લાચાર! લાચારીમાં સપડાએલાએ મેં એ રકમ તુરત આપી દીધી. શું કરૂં? રકમ નહીં ભરૂં તો રહી સહી બધી આબરૂ મારે ગુમાવવાની હતી! ને પૈસા લેતી વેળાએ બધા અમલદારો માંહોમાંહે આથડી પડયા કે એ રકમ કોને લેવી. છેવટે મોહનલાલે તે લીધા. મને કોઇએ રસીદ આપી નથી.

ને આજે, મારી આ કરુણ કથની હું મોડાસા પ્રાંત ખેડુત મંડળને ચરણે રજુ કરૂં છું. ને મંડળદ્વારાજ તમારે ચરણે પણ."

**પટેલ શંકરભાઇ નાનજી.**

( ગાંડીવમાંથી. )

# લોહીના આંસુ રે હિંદુ સંસાર.

(કઠોરમાં હમણાંજ બનેલો કિસ્સો.)

દીકરીને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ કહેવતને હિંદુ સમાજ યાવદચંદ્રદિવાકરૌજ જાણે પકડી રાખવા ઇચ્છે છે. પણ ગાય જ્યાં દોરે ત્યાં ખરેજ જાય છે? મીઠાં શીળાં નીરને સ્થાને ધગધગતા

અંગારાથી ભરેલા કુવા આગળ ગાયને દોરી લઇ જાવ, અને અંદર ભુસ્કો મારવાનો હુકમ કરો. તે ભુસ્કો મારશે ?

ના, તે નહિ મારે. એ-એ નમ્રતાની મૂર્તિ સમી ગાય માતા (સિંહણ બનશે ને શીંગડા માંડશે. પણ હાય, જેનામાં આત્માની અખંડ જ્યોત પ્રજવલે છે. એવી આજની હિંદુબાળામાં એ પ્રાણ નથી, એ ચેતન નથી, એ દૈવત નથી ને હિંદુસમાજ તેને એવીજ પ્રાણહીન જોવાને તલસે છે.

એવીજ એક બાળા હતી. કુટુમ્બે ખાનદાન. જુવાની તો હજુ પુરી ખીલીયે નથી. કૌમારની પવિત્ર ફોરમ જાણે પરિણિતાવસ્થામાં પણ એના શરીરમાંથી મધમધ્યા કરે. લગ્ન કેડે સાસરવાસો આવ્યો. સાસુજીની સિંહગર્જનાઓ શરૂ થઇ. જે કુલવંતીને વગર દીવે પણ વીણી વીણીને આણેલી તેનાપર સિતમના ધોધ વરસવા લાગ્યા. એ ત્રાસ જુએ તો સાક્ષાત યમદેવ પણ ત્રાસી ઉઠે. ખાનદાન બાળા મુંગે મોઢે સહન કરતી એકાંતમાં બોર બોર જેવા આંસુ સારતી. પાંચ સાત માસ ગયા. એકવાર પીયેર આવીને ગઇ, સાસુજીનું ચંડિ સ્વરૂપ દિનપ્રતિદિન ઉગ્ર થતુંજ ચાલ્યું.

ને એ પતિરાજ ! એમના જોટા ક્યાં હિંદુસમાજમાં ઠેરઠેર નજરે નથી પડતા ? માનું પાયેલું તે પાણી પીએ. માનું કહેલું તે બ્રહ્મવાક્ય સમજે. હિંદુના સમાજશાસ્ત્રે કેવલ પુત્રધર્મજ સરજ્યો છે શું ? પત્નીધર્મ જેવી વસ્તુજ નથી ?

એવે બાળાને સારો દિવસ આવ્યો. બાળા માંદી પડી. આખે શરીરે બળીયા નીકળ્યા. શી કરમની કઠણાઇ !

१३६३५



એ મંદવાડ—એ અનારોગ્યમાં અભડામણુ આવી. સાસુજીએ ટીચેનું ગોદડું ખેંચી લીધું. સુકુમાર ફુલકલી જેવી બાળાને એ અનારોગ્યમાં—એ અભડામણુમાં એણે કઠણુ ભોંયપર નાંખી! રે વજ્ર હૈયાં!

પીયેરીયાં દોડી આવ્યાં. કેટલી કાકલુદીયે એક કંતાન મળ્યું. કેટલાંય વિનવણાં થયે પાથરવા જુજ જુજ લુગડાં મળ્યાં—પીયેરની માબેટીના. કંતાનપર બાળાને નાંખી. નાંખી તેજ નાંખી.

એ ૭૨ કલાક! મૃત્યુને ઝંખતી બાળાએ એ ૭૨ કલાક નરક-થીયે તીવ્રતર યાતનાઓ ભોગવી. અને—અને પ્રાણ પંખેરૂં ઉડી ગયું નહિ સારવાર, નહિ માવજત, નહિ દવાદારૂ! હાય! ઓ હિંદુ! તું કયે મોંઢે દુનિયાપર તારૂં મુખદર્શન કરાવી શકે છે?

ને લગ્ન થયાને એક વરસે નહોતું વીત્યું. પુરા બાર મહીનાના લ્હાવાએ એણે નહોતા લીધા. અંતરના કોડ એના અંતરમાંજ રહ્યા! વજ્રનાં હૈયાઓમાં રાચતી ઓ સાસુઓ! તમેય એક દિ વહુવારૂઓ નહોતી? તમારાં અંતર ક્યારે પલટા ખાશે?

રે હિંદુ સંસાર!

(ગાંડીવમાંથી.)



# ખુશ ખબર.



## સુરતમાં જમવાનું સૌથી ઉત્તમ ઠેકાણું.

# ધી બોમ્બે હિંદુ લૉજ

—: અને :—

# હોટલ.

ઉત્તમ ખોરાક, સંપૂર્ણ સ્વચ્છતા અને ખંતીલા નોકરો
તથા અનુભવી માલેકની સંપૂર્ણ જાતી દેખરેખ.

માત્ર એકજ વખત પધારી ખાત્રી કરી જોવાથી બીજી લોજો કે વીશીઓમાં જતાં કંટાળોજ આવશે.

**માલેકઃ-ગીરધરલાલ ભીમજી મહેતા.**

**ઠે૦ લાલગેટ સામે, હલુપીઠ—સુરત.**

# કાયદા સામે થવાની ફરજ.



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

આફ્રીકાની કેદ વખતે.

ગાંધીજી સાહિત્ય મન્દિર-સુરત.

ગાંડીવ પત્રિકા માળા. મણુકો ૬ ઠ્ઠો.

# કાયદા સામે થવાની ફરજ.



અમેરિકાના મહાન તત્વદર્શક હેનરી ડેવિડ થોરોને આધારે

લખનાર—

મહાત્માં ગાંધીજી.



પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.



આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦

તા. ૧૫ મી મે ૧૯૨૨



મૂલ્ય નવ પાઇ.

ગાંધી ગ્રંથમાળા. મણકો ૧ લો.

મહાત્મા ગાંધીજીનું

— રચેલું અનુપમ પુસ્તક —

# મારો જેલનો અનુભવ.

આફ્રિકામાં ત્રણવાર ગાંધીજીએ કેદખાનું શોભાવેલું તે વખતે તેમને જે અનુભવો થયેલા, દુઃખો ભોગવવાં પડેલાં, કડવાશો ખમવી પડેલી તેનો રસીલો હેવાલ આ પુસ્તકમાં તેમણે પોતાની સ્હેલી સરળ ઇબારતમાં આપ્યો છે.

તે જેણે ન વાંચ્યો તેનું ભાષાજ્ઞાન વ્યર્થ છે. પત્થર ખોદતા કેદીઓના તથા બીજાં સુન્દર ચિત્રો સાથેની નવી આવૃત્તિ તૈયાર થઇ છે.

કિમ્મત પાંચ આના.

ગાંધી ગ્રંથમાળા. મણકો ૨ જો.

# શિવદયાળની શોધ.

મહાત્મા ગાંધીજીના વ્હાલા લેખક ઋષિ ટોલ્સ્ટોયની લખેલી ઘણીજ સરસ વાર્તા કિમ્મત ૦-૧-૬.

દરેક બાળકના હાથમાં મૂકવા લાયક તેમજ સારઅવસરે ઇનામમાં તથા જ્ઞાતિમાં વહેંચવા લાયક છે.

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

# તમારી ભાષામાં રાષ્ટ્રીય પુસ્તકો

# કેટલાં છે?

## તે તમારે જાણવું જોઇએ.

| | |
|---|---|
| ગાંધીજીનો જેલનો અનુભવ. | ૦–૫–૦ |
| અસ્પૃશ્યતાનો ઉદ્ધારક. | ૦–૬–૦ |
| હિંદસ્વરાજ. | ૦–૮–૦ |
| અસહકાર. | ૦–૬–૦ |
| સત્યાગ્રહ. | ૦–૬–૬ |
| ગાંધીજીના ખુલ્લા પત્રો. | ૦–૬–૦ |
| ગાંધીજીના ખાનગી પત્રો. | ૦–૬–૦ |
| ગાંધીજીના વચનામૃત. | ૦–૨–૦ |
| ગાંધીજીનું મનોમંદિર. | ૦–૧૦–૦ |
| ગાંધીજીની દિવ્યવાણી. | ૦–૧–૦ |
| વિદ્યાર્થી આલમને. | ૦–૩–૦ |
| રાષ્ટ્રગીત. | ૦–૧૧–૦ |
| સત્યાગ્રહીના સ્વાતંત્ર્ય મંત્રો. | ૦–૧–૦ |
| ગાંધીજીનું જીવનચરિત્ર. | ૦–૬–૦ |
| ગોખલેનાં વ્યાખ્યાનો (બે ભાગમાં) | ૧–૮–૦ |
| દાદાભાઇ જીવનચરિત્ર. | ૦–૬–૦ |

| | |
|---|---|
| રેંટીયા પુરાણ. | ૦—૧—૦ |
| સ્વરાજ્યકીર્તન. | ૦—૨—૦ |
| અલી બીરાદરનો કેસ. | ૧—૦—૦ |
| હૃદય મન્થન. | ૦—૬—૦ |
| પૂર્વ અને પશ્ચિમ. | ૦—૪—૦ |
| અરવિંદ ઘોષની કારા કહાણી. | ૦-૧૧-૦ |
| પંજાબના અત્યાચાર. | ૦—૧—૦ |
| અમૃતસરની વીરાંગના. | ૦—૧—૦ |
| હિંમતબાજની કહાણી. | ૦—૨—૦ |
| લાલા લાભસિંહ. | ૦—૩—૦ |
| રાષ્ટ્રકીર્તન. | ૦—૩—૦ |
| નાગપૂર મહાસભા. | ૦—૧—૦ |
| ફીજી ટાપુમાં હિંદીઓની સ્થિતિ. | ૦—૬—૦ |
| સ્વદેશાભિમાન. | ૦—૩—૦ |
| રાષ્ટ્રીય ગરબાવળિ. | ૦—૧—૬ |

આ ગણ્યાગાંઠા પુસ્તકો વાંચી તમારા અંતરમાં અદ્‌ભૂત દેશદાઝ પ્રગટાવો. તમારા ઘરના શણગારરૂપ રાષ્ટ્રીય લાયબ્રેરી બનાવો.

દરેક પ્રકારનાં રાષ્ટ્રીય પુસ્તકો મળવાનું ઠેકાણું—

**ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.**

# કાયદા સામે થવાની ફરજ.

## પ્રસ્તાવના.

વિચાર, વાણી અને વર્તનમાં એકતા જાળવનારા અમેરિકાના બહુ વિરલ સાધુપુરુષોમાં ધુરંધર હેનરી ડેવિડ થૉરો ૧૭ મા સૈકાની મધ્યમાં થઇ ગયો. સત્યના અડગ ટેકને લીધે તેના વિચારમાં જેટલું જોર હતું તેટલુંજ એનાં વાણી અને વર્તનમાં હતું. એનાં લખાણો વિચારની ખાણ છે. એના શબ્દેશબ્દમાંથી અગ્નિ ઝરે છે. આથી જ લાખો માણસો તે વાંચે છે અને મનન કરે છે. એના જે પ્રસિદ્ધ લેખનો સાર નીચે આપ્યો છે તેનો ટૂંકમાં પ્રસંગ આ છેઃ–

થૉરો અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાંના મૅસેચ્યુસેટ્સનો વતની હતો. આ સંયુક્ત રાજ્યોએ મૅક્સિકોની સામે જે નીતિથી લડાઇ જાહેર કરી તે એને ન્યાયની વિરુદ્ધ લાગતી હતી. ગુલામીની પ્રથાની હસ્તીને એક ઘોર ક્રૂર અન્યાયરૂપ તે માનતો હતો અને મૅસેચ્યુસેટ્સની રાજ્યસત્તા ગુલામની હસ્તી અને માલેકીને ટેકો આપતી હતી. એટલે એણે નિશ્ચય કર્યો કે રાજ્યને કર આપવો બંધ કરી રાજ્યની નીતિનો અને તેમ કરી તેની સત્તાનો નિરાદર કરવો, એટલે કે રાજ્યના અત્યાચારમાં ભાગીદાર ન બનવું. આ નિશ્ચય મુજબ એણે કર લેનાર આવ્યો તેને કહ્યું:–"જ્યાંસુધી મારા પૈસાનો ઉપયોગ લડાઇના ખર્ચમાં થવાનો છે ત્યાંસુધી હું કર

નથી લઈ જઇ શકતો.” કર ઉઘરાવનાર ગૂંચવાઇ પૂછવા લાગ્યો, “ત્યારે મારે શું કરવું?” “તારે તારી જગાનું રાજીનામું આપવું; બીજું શું?” પરિણામે એને જેલ જવું પડયું. જેલમાં એના મિત્ર સુપ્રસિદ્ધ ઍમર્સન એને મળવા ગયા અને પૂછયું, “હેનરી તું અહીં કેવો? થૅારોએ જવાબ આપ્યો, “તું બહાર કેવો?” જેલમાં તેના મનની અંદર જે વિચારો આવ્યા તેનું પરિણામ તે આ લેખ. ઇતિહાસકો એમ કહે છે કે, અમેરિકામાં ગુલામી બંધ થવાનું મુખ્ય કારણ એ થૅારોનું જેલ જવું અને જેલમાંથી નીકળ્યા બાદ આ લેખનું પ્રગટ થવું એ હતાં. લેખ વાંચતાં સમજાશે કે આપણા દેશની હાલની પરિસ્થિતિમાં આ લેખ લોકોની સમક્ષ મૂકવાનો આ યોગ્ય અવસર છે.



મને સંપૂર્ણ રીતે માન્ય છે કે લોકોની ઉપર રાજ્યસત્તાનો દોર જેટલો ઓછો તેટલું તે રાજ્ય સારું; એટલે કે રાજ્યસત્તા એ એક જાતનો રોગ છે. અને તે રોગમાંથી રૈયત જેટલે અંશે મુક્ત રહી શકે તેટલે અંશે તે રાજ્યને વખાણી શકાય. ઘણા લોકો એમ કહે છે કે અમેરિકામાં લશ્કર ન હોય અથવા ઓછું હોય તો સારું. આ વાત બરાબર છે, પણ તે પ્રમાણે કહેનારાઓનું માનવું ભૂલભરેલું છે. તેઓ એમ કહે છે કે રાજ્યસત્તા તો લાભકારક છે, માત્ર તેનું લશ્કર હાનિકર્તા છે. આવા માણસો સમજતા નથી કે લશ્કર તો રાજ્યસત્તાનું શરીર છે અને તેના વિના તે સત્તા ઘડીભર ન નભી શકે. પણ આપણે પોતે રાજ્યસત્તાના દોરથી દબાયલા રહી આ વાત જોઇ શકતા નથી. ખરું જોતાં તો લશ્કર અને રાજ્યસત્તા બન્નેને આપણે, એટલે પ્રજા વર્ગજ નભાવી રાખીએ છીએ.

એટલે આપણે જોયું કે આપણે અનાયાસે છેતરાયાં કરીએ છીએ. અમેરિકાના રાજ્યે કોઇ સાહસ પોતાની મેળે ઉપાડયું હોય એમ નથી. નથી તેણે આપણને સ્વતંત્ર રાખ્યા કે નથી તેણે આપણને કાંઇ કેળવણી આપી. આજે આપણે જે કાંઇ છીએ તે રાજ્યને લીધે નહિ, પણ આપણા પોતામાં જે કાંઇ દૈવત છે તેને લઇને છીએ. ઉલટું રાજ્યસત્તાને લીધે આપણી કેળવણી અને કાબેલિયતમાં કાંઇક ઉણપજ આવી છે.

તેમ છતાં હું રાજ્યને જમીનદોસ્ત કરવા માંગતો નથી. હાલ તરત તો સારો રાજ્યકારભાર માત્ર માગું છું. એ માગવાની દરેક માણસની ફરજ છે. જે દેશની અંદર બહુમતીથી બધાં કામ થતાં હોય ત્યાં ન્યાયજ મળે છે એમ માનવું એ મ્હોટી ભૂલ છે, અને તે ભૂલ નહિ જોવાથી ઘણા અન્યાયો થયાં કરે છે. ઝાઝા માણસો કરે તે ખરૂંજ હોય એવી માન્યતા ખોટો વ્હેમ છે. શું એવી જાતનું રાજ્ય ન થઈ શકે, કે જ્યાં ઘણા માણસો કહે તેનો અમલ થવાને બદલે જે સાચું હોય તેનો જ અમલ થાય ? શું માણસે પોતાનો આત્મા રાજ્યકર્તાઓને વેચી દીધો છે ? એમ જો હોય તો આપણે માણસ શાના ? હું તો કહું છું કે આપણે માણસ પહેલા અને પછીજ પ્રજા. કાયદાને માન આપવાનો ગુણ કેળવવાની કશીયે જરૂર હું જોતો નથી. સત્યને માન આપવાનીજ જરૂર હરહમેશ છે. મારાથી એકજ ફરજ કબૂલી શકાય અને તે એ કે જે સત્ય હોય તેજ મારે કરવું. કાયદાથી કોઇ દહાડો માણસ જરાયે વધારે ન્યાયી થયેલો મેં જાણ્યો નથી, ઉલટું સાધારણ રીતે ન્યાયી બુદ્ધિનાં માણસોને પોતાની ભલમનસાઇ કે ભોળપણને પરિણામે અન્યાય ફેલાવવામાં હથિયારરૂપ બનતાં જોયાં છે અને જોઉં છું.

કાયદાને આવું બેસુમાર માન આપવાનું પરિણામ, આપણે બધા એ જોઇએ છીયે કે રાજ્ય લડાઇમાં ઉતર્યું કે પૂતળાંની માફક ટપાટપ આપણે લશ્કરમાં ઉતરી પડીએ છીએ અને મૂંગે મ્હોડે ઉપરીઓના હુકમ ઉઠાવીએ છીએ ઘણા માણસોનો તો ધંધોજ લશ્કરની નોકરી છે ! પછી અમુક લડાઇ ખરાબ છે એમ ચોકકસ સમજવા છતાં તેમાં તેઓ તણાય છે. આવાઓને

શું આપણે માણસો ગણશું કે કસાઈના હાથમાંના કુહાડા ગણશું? આવા માણસો લાકડાં કે રોડાં સમાન છે. તેવા માણસોને માન કેમ આપી શકાય? પશુઓ કરતાં તેમને કઇ રીતે ચડિઆતા ગણી શકાય?

ઘણાઓ વળી કાયદાના હિમાયતી બને છે, વકીલો બને છે. એલચીઓ બને છે. તેઓ પોતાની અક્કલ વડે રાજ્યનું રક્ષણ કરવાનો ફાંકો રાખે છે પણ હું જોઉં છું કે તેઓ વગર વિચાર્યે અને અજાણ્યે સેતાનની સેવામાં રોકાય છે. ખરા મર્દ તો કોઇક વિરલા—આપણા વીરો, આપણા દેશભકતો, આપણા મહાન્ સુધારકો—છે, જેઓ સત્યથી રાજ્યની સેવા કરવા ઇચ્છે છે અને જેમને હમેશાં રાજ્યની સામે થઇનેજ તે સેવા કરવી પડે છે. સાધારણ રીતે, રાજ્ય આવાઓને પોતાના દુશ્મન લેખે છે.

ડાહ્યો માણસ તો મર્દની રીતેજ કામ કરશે, બીજાનો નચાવ્યો નહિ નાચે. આ અમેરિકાના રાજ્યને નિભાવવા જે માણસ યત્ન કરે તે નામર્દ સમજવો જે રાજ્ય ગુલામોની ઉપર સત્તા ધરાવે છે તેને હું મારૂં રાજ્ય ગણી શકતો નથી. જ્યારે બહુ જુલમ થાય ત્યારે જુલમી રાજ્યની સામે થવાનો માણસ જાતનો હક છે. કેટલાક માણસો કહે છે કે અમેરિકાનું હાલનું રાજ્ય તેવું જુલમી નથી. કારણ તેઓની પોતાની જાત ઉપર ક્યાં હુમલો છે? અને બીજાની ઉપર જે ગુજરે છે તેની આવું બોલનારાઓને દરકાર નથી.

જેમ દરેક સંચામાં થોડોઘણો કાટ હોય છે તેમ દરેક રાજ્યતંત્રમાં પણ હોય છે. તે કાટ દૂર કરવાને ખાતર તેની સામે થવાની જરૂર કદાપિ ભલે ન હોય, પણ જ્યારે કાટ એજ સંચો

અને, જ્યારે જુલમ એ કાયદાનું રૂપ પકડે, ત્યારે એ રાજ્ય મટીને ન ખપે.

શરીર જાય તોપણ ન્યાય કરવો, એનુંજ નામ સત્ય જાળવવું. ડૂબતા માણસના હાથમાંથી છટકેલું તૂંબડું મારા હાથમાં આવ્યું હોય તો મારી જીંદગી જાય, તોપણ મારે તેને તે પાછું આપવું રહ્યું. તેજ પ્રમાણે કદિ અમેરિકાનું રાજ્ય ડૂબવાનું હોય તોપણ તેણે ગુલામોને છુટા કર્યેંજ છૂટકો.

આપણે બોલીએ છીએ કે આમ પ્રજા અમુક કામને સારૂ તૈયાર નથી; પણ સારૂં કરતાં હમેશાં વખત લાગે છે. કેમકે જે થોડા માણસો સુધારો કરવા માગતા હોય તે બધા બહાદુર નથી હોતા. બધી પ્રજા તમારા જેટલી બહાદુર થાય નહિ તેની ફિકર નથી, પણ સમાજમાં કેટલાક સંપૂર્ણ શુદ્ધ હોવા જોઇએ. જેમ એક ખમીરનું બુંદ આટામાં વ્યાપીને આખી રોટીને ફુલાવે છે, તેમ આવા માણસો સમાજમાં વ્યાપીને આખી પ્રજાને ચઢાવે છે. એવા તો હજારો છે, કે જેઓના વિચાર ગુલામીની સામે છે, પણ તેમનાં આચરણ તેમના વિચારથી વિરૂદ્ધ છે. તેઓ પોતાને વૉશિંગ્ટન અને ફ્રૅંકલિનના વંશજો કહાવે છે, પણ પાટલુનનાં ખીસામાં હાથ ઘાલી ચમન કરતા ફરે છે. આજના દેશસેવકો અને પ્રામાણિક માણસો કેવા છે? તેઓ ઢચુપચુ મનના છે, દિલગીરીના ઠરાવો પસાર કરે છે અને અરજીઓ મોકલે છે! પણ કશી વાતમાં તેઓનો જીવ નથી હોતો એટલે તેમાં ભલીવાર પણ શી હોય? તેઓ રાહ જોતા બેસે છે કે કેમે કર્યો કોઇ બીજો દુઃખનું નિવારણ કરનારો નીકળે છે કે પોતાની તળે રેલો ન આવે!

જગતમાં હજારે નવસો નવાણું સત્યની વાતો કરનારા હોય છે, આચરનારો એક હોય છે. પણ સત્યના એવા હજાર વાતો કરનારા કરતાં સત્યના એક આચરનારની કિંમત ઘણી વધારે છે. ખજાનો સાચવનારા ઘણા હોય છે તેનાથી તેમાંની એક પાઇ પણ ઉંચકીને આપી નહિ શકાય. ખજાનાનો માલેક એકજ હોય, છતાં તે બધું લુંટાવી શકે છે. .

માણુસ સત્યની બાજુએ મત આપે એટલે કાંઇ તે સત્ય આચરતો કહેવાય નહિ. જયાં સુધી પોતાનો મત સિદ્ધ કરવાની તેને ધગશ નથી ત્યાં સુધી તે મતનું કંઇ ફળ નથી. બહુમતના નિર્ણય આગળ પોતાનો સિદ્ધાંત છોડવાને બદલે તેણે એકલા ઝુઝવું જોઇએ. બહુમતીએ જે કામ થાય તેમાં કરાવવાપણું શું રહ્યું ? જયારે ઘણા માણુસો ગુલામી રદ કરવાનો મત આપશે ત્યારે એમ જાણવું કે ગુલામી રદ કરવાપણું રહ્યું નથી. ઇતિહાસ તો એમ નોંધશે કે કાયા વાચાને મનથી એ ગુલામી પ્રથા સામે ઝુઝનાર એક સાચા માણુસેજ તેનું મૂળ ઉખેડયું હતું.

હું એમ નથી કહેતો કે દરેક માણુસ જયાં જયાં ખોટું જુએ ત્યાં ત્યાં બધે તે દૂર કરવાને તે બંધાયલો છે; પણ હું ચોક્કસ કહું છું કે તે પોતે ખોટામાં ભાગ નહિ લેવા તો બંધાયલો છેજ. માણુસ માત્ર વિચાર કરીને બેસી રહે ને તે પ્રમાણે વર્તે નહિ તેમાં શું સંધાયું ? મારો માલ કોઈ ચોરી જાય તો તે અઠીક થયું ગણી હું બેસી રહેતો નથી પણ ચોરાયલો માલ પાછો મેળવવા અને તે ફરી ન ચોરાય તેમ કરવા પ્રયત્ન કરું છું. જે માણુસ કહે છે તેમ કરે છે તે જુદી જાતનો બને છે. તેવો માણુસ નથી દેશની, નથી સગાની કે નથી મિત્રોની દરકાર કરતો; સત્યને સેવતો આ બધાને તે સેવે છે.

આપણી ઉપર જુલમી કાયદા છે, એમ આપણે કબૂલ કરીએ છીએ. તેની સામે આપણે થશું? સાધારણ રીતે માણુસો કહે છે કે જયારે ઘણા માણુસો તે કાયદા નાપસંદ કરશે ત્યારે તે રદ થશે. તેઓ કહે છે કે જો અમે તે કાયદાઓની સામે થઇએ તો અત્યારે તે કાયદાઓથી થઇ રહેલી ખરાબી કરતાં પણ તેની સામે થવામાંથી થનારી ખરાબી વધી પડશે; પણ તેમ થાય તો સામે થનારનો દોષ નથી. દોષ કાયદાવાળાઓનો છે.

હું બેધડક કહું છું કે મૅસેચ્યુસેટ્સમાં એક હજાર માણુસ-દશ પ્રમાણિક માણુસ, નહિ નહિ, એકજ પ્રમાણિક માણુસ-ગુલામીની વિરૂદ્ધ હોય, એકજ સાચીલો માણુસ જો કર નહિ આપી ગુલામોની ભાગીદારીમાંથી બાતલ થઈ જાય અને તેમ કરવા માટે જેલ ભોગવી લે તો આજેજ અમેરિકામાં ગુલામગીરી નાબૂદ થાય. બીજાઓ પોતાના મતના ન થાય ત્યાં સુધી તેણે ગુલામોની માલેકી ધરાવવાના પાપમાં ભળવાનું નથી, કેમકે તે એકલો નથી. તેની સાથે હમેશાં ઇશ્વર રહ્યો છે. જો હું બીજાઓના કરતાં સાચો હોઉં તો હું તે બધા કરતાં ચડતો છું.

વર્ષમાં એકજ વાર રાજયસત્તાના પ્રસંગમાં હું આવું છું. કે જયારે રાજયનો પ્રતિનિધિ-કર ઉઘરાવનાર-મારી પાસે કર લેવા આવે છે. તે વેળા મારે તેને કર આપવાની ના પાડવીજ જોઇએ. એક હજાર માણુસો કર આપવા ના પાડે તો તેમાં કશો અત્યાચાર થતો નથી. પણ રાજય જે અત્યાચાર કરે છે તેમાં મારા એવા કર આપવાથી મદદ થતી હોઈ કર આપવામાંજ અત્યાચાર રહેલો છે.

હું જાણું છું કે મેસેચ્યુસેટ્સમાં એકજ ખરો ભડ ગુલામીની સામે થઇને કર ભરવાનો ઇન્કાર કરી જે દહાડે જેલમાં જશે તેજ દહાડે ગુલામોની બેડી તૂટવી શરૂ થઇ જશે. જે કામ ખરાખર કરવામાં આવે તેજ કર્યું કહેવાય; પણ આપણે તો લાંબી વાતો કરીને માનીએ છીએ કે વાતો કરવી એજ આપણું કામ છે. ગુલામી તોડવાની હીલચાલને ટેકો આપનારાં છાપાંઓનો પાર નથી, પણ મર્દ એકે નથી.

જે રાજ્યમાં ખોટી રીતે માણસોને જેલમાં નાંખવામાં આવે છે તે રાજ્યમાં ન્યાયી અને સદાચરણી માણસોનું ઘર જેલ છે. તેથી મેસેચ્યુસેટ્સમાં આજે દરેક સજ્જન વ્યક્તિનો વાસ જેલમાંજ હોવો જોઇએ. ગુલામી રાજ્યમાં માણસ જેલમાંજ સ્વતંત્ર છે. ત્યાંજ તેનું માન છે. જેઓ એમ માને છે કે સારા માણસો જેલ જશે તો પાછળથી અન્યાયની સામે લડત ચલાવનાર કોઇ રહેશે નહિ. તેઓને લડત કેમ ચાલે તેનું ભાન નથી. તેઓને ખરાની સત્તા ખોટા ઉપર કેટલી ચાલે છે તેનું માપ નથી. જેલમાં પડેલા અને અન્યાયના જુલમનો અનુભવ કરનાર જેલમાં રહ્યાથી જેટલું કામ કરી શકશે તેટલું જેલની બહાર નહિ કરી શકે. થોડા વિરૂદ્ધ વિચારના માણસો ઘણા માણસોની સાથે ખેંચાયા કરે ત્યાંસુધી તેઓ વિરૂદ્ધ વિચારના કહેવાયજ નહિ. તેઓએ તો પોતાનું બધું વજન વિરૂદ્ધ ગતિ આપવામાં વાપરવું ઘટે છે.

હું મારા પાડોશીઓની સાથે વાતચીત કરૂં છું ત્યારે મને આશ્ચર્ય લાગે છે કે તેઓ સરકાર સામે થાય તો બધું [illegible]

અને તેઓનાં બાયડી છોકરાં રઝળી પડે એની તેઓને બીક છે. રાજ્ય ઉપર મારા અથવા મારા કુટુંબનો આવો આધાર જો રાખવો પડે તો એવી દીનદશા કરતાં તો હું મરવું બહેતર સમજું.

મને લાગે છે કે જુલમી રાજ્યને તાબે થવું એ શરમ ભરેલું છે, તેની સામે થવું એ સ્હેલું અને સરસ છે. હું તો છ વર્ષ થયાં કર આપવાનો ઇન્કાર કરતો આવ્યો છું. આને સારૂ એક વખત એક રાતને માટે મને જેલમાં રાખવામાં આવ્યો હતો. જ્યારે મેં કેદખાનાની દીવાલો અને તેના લોખંડના દરવાજા તપાસ્યા ત્યારે મને રાજ્યની મૂર્ખાઇનો ખ્યાલ આવ્યો. મને હસવું આવ્યું કે મને કેદ કરનારા તો એમજ ધારતા હશે કે હું માત્ર હાડ અને માંસનોજ બનેલો છું! તે મૂર્ખાઓ જાણતા નથી કે હું દિવાલોથી ઘેરાયલો છતાં બીજાઓ કરતાં છૂટો છું.

હું કેદમાં હતો એમ મને ન લાગ્યું. મને તો એમજ જણાયું કે જેઓ બહાર હતા તેઓજ કેદીની સ્થિતિમાં હતા. મને તેઓ પહોંચી શકયા નહિ ત્યારે ઉઠીને મારા શરીરને સજા કરી! તેમ થવાથી હું વધારે છૂટો થયો અને મારા વિચારોજ તે રાજ્યને સારૂ વધારે ભયંકર થયા. મેં જોયું છે કે છોકરાંઓ જ્યારે કોઇક માણસને કાંઇ નથી કરી શકતા ત્યારે તેના કૂતરાને કનડે છે; તેમ રાજ્ય પણ જ્યારે મને કાંઇ નથી કરી શકતું ત્યારે મારા શરીરને ઇજા આપે છે. વળી મેં એમ પણ જોયું કે એ માટીના ચોલાને ઇજા આપતાં પણ રાજ્ય ડરતું હતું! આથી મારૂં જે કાંઇ માન રાજ્ય પ્રત્યે રહી ગયું હતું તેટલું પણ જતું રહ્યું!

માનવંતા હિંદના દાદાની પવિત્ર યાદગીરીમાં

પ્રગટ થતું અનુપમ માસિક.

# વિલાસ.

વાર્ષિક લવાજમ રૂ. ૨॥; પરદેશમાં રૂ. ૩॥.

છુટક નકલના ચાર આના.

આ માસિકમાં સુશિક્ષિત લેખકોને હાથે લખાયલા ઐતિહાસિક, ધાર્મિક, વૈજ્ઞાનિક લેખો, કળા-વર્ણન, ટુંકી વાર્તાઓ, કવિતાઓ બુદ્ધિદાયક પ્રશ્નમાળા પ્રગટ થાય છે.

માસિકના લવાજમમાંથી વધતા પૈસાનો ઉપયોગ સ્વ૦ દાદાભાઈની યાદગીરિમાંજ થાય છે.

જરૂર ગ્રાહક થાઓ. લખો.

મેનેજર:—"વિલાસ."

ડીસ્ટીલરી રોડ, સીકંદરાબાદ (દખ્ખણ)

મુદ્રક—મગનલાલ વનમાળીદાસ.
દેશી મિત્ર પ્રેસ, લીમડાચોક-સુરત.
પ્રકાશક—ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળા,
કેળાપીઠ-સુરત.

મુખ ટાઈટલ 'શ્રી સૂર્યમિત્ર વિજય' પ્રેસમાં છાપ્યું. બુરાનપુરી ભાગળ